परमगुरुश्री विजयधर्मसूरिभ्यो नमः



ॐ

# શ્રી નેમિનાથજીનો

# નવરસો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ચંપાભાઇ ગુલાબચંદ.

અમદાવાદ.

કિંમત રૂ. ૦-૧-૬

શેઠ ધર્મ પ્રિન્ટીંગ પ્રેસમાં શેઠ મણીલાલ ધીરજલાલે
છાપ્યું, ખોડી બજાર-વીરમગામ.



# શ્રી નેમિનાથજીનો
# નવ-રસો.



## ઢાળ પહેલી.

( રાગ ગરબાની દેશી· )

સમુદ્રવિજય કુળચંદલો, શામળીયાજી;
શિવા દેવી માત મલ્હાર, વર પાતલીયાજી,
એક દીન રમવા નિસર્યા, શામળીયાજી;
આવ્યા આયુધશાલા માંહે, વર પાતલીયાજી, ૧
સારંગ ધનુષ ચઢાવીયું, શામળીયાજી;
તેણે ડોલ્યા આકાશે ઈંદ્ર, વર પાતલીયાજી,
ચક્ર ઉપાડીને ફેરવ્યું, શામળીયાજી;
ગદા લીધી કર માંહેજ, વર શામળીયાજી; ૨
નેમે શંખ બજાવીયો, શામળીયાજી,

તેણે ડોલ્યા મહીનામેર, વર પાતલીયાજી;
શેષ નાગ તિહાં સળસળ્યા, શામળીયાજી;
ખળભળીયા સાયર સર્વ, વર પાતળીયાજી; ૩
ગિરિવર ટુંક ટુટી પડયા, શામળીયાજી,
થર થર કંપે લોક, વર પાતળીયાજી;
કોઇક વૈરી ઊપન્યો, શામળીયાજી;
એમ કરતાં કૃષ્ણ વિચાર, વર પાતળીયાજી; ૪
આવ્યા તિહાં ઉતાવલા. શામળીયાજી;
જીહાં છે નેમ કુમાર, વર પાતળીયાજી,
રૂપચંદ રંગે મલ્યા, શામળીયાજી,
તાહરૂં બળ જોવાની ખંત, વર પાતળીયાજી; ૫



## ઢાળ બીજી.

### ( રાગ ગરબાની દેશી. )

કૃષ્ણે કર લંબાવીયો, હસી બોલોને;
તુમે વાળો નેમકુમાર, અંતર ખોલોને,
કમળ નાળ પરે વાળીયો, હસી બોલોને;
ક્ષણ નવિ લાગી વાર, અંતર ખોલોને, ૧

નેમે કર લંબાવીયો, હસી બોલોને;
કૃષ્ણે નવિ વાલ્યો જાય, અંતર ખોલોને.
હાથે કૃષ્ણ હિંચોલીયા, હસી બોલોને;
તિહાં હરિ મન ઝંખો થાય, અંતર ખોલોને. ૨
નારી જો પરણાવીયે, હસી બોલોને;
તો બળ ઓછેરૂં થાય, અંતર ખોલોને.
ઈમ વિચારી કૃષ્ણજી, હસી બોલોને;
નિજ અંતેઉર સમજાય, અંતર ખોલોને. ૩
વિવાહ નેમ મનાવવા, હસી બોલોને;
સજ્જ થાઓ સઘળી નાર, અંતર ખોલોને.
રૂપચંદ રંગે મળ્યા, હસી બોલોને;
તાહરૂં અતુલી બળ અરિહંત અંતર ખોલોને ૪

---

## ઢાળ ત્રીજી.

(રાગ ઉપરનો.)

રાધાજી ને રૂકિમણી, મોરા ગિરધારી,
સત્યભામા જાંબુવંતી નાર, મુકુટ પર હું વારી,

ચંદ્રાવતી શણગારીએ, મોરા ગિરધારી,
ગોપી મલી બત્રીશ હજાર મુકુટ પર હું વારી ૧
વિવાહ માનો નેમજી દેવર મોરાજી.
મને કરવાના બહુ કોડ, એ ગુણ તોરાજી.
નારી વિનાનું આંગણું દેવર મોરાજી.
જેમ અલૂણું ધાન, એ ગુણ તોરાજી. ૨
નારી જો ઘરમાં વસે, દેવર મોરાજી.
તો પામે પરોણો માન, એ ગુણ તોરાજી.
નારી વિના નર હાળીજીસા, દેવર મોરાજી.
વળી વાંઢા કહેશે લોક એ ગુણ તોરાજી. ૩
છોકરવાદ ન કીજીએ, દેવર મોરાજી.
તમે મ કરો તાણાતાણ એ ગુણ તોરાજી.
રૂપચંદ રંગે મલ્યા, દેવર મોરાજી.
હવે ઉત્તર આપે નેમ એ ગુણ તોરાજી. ૪

## ઢાળ ચોથી.

### ( રાગ ગરબાની દેશી. )

નેમ કહે તમે સાંભલો, મોરી ભાભીજી.
એ કિશ્યો કામ વિકાર, મેં ગત ત્યાગીજી.

નારી મોહે જે પડ્યા, મોરી ભાભીજી;
તે રડવડીયા ગતિ ચાર, મે ગત પામીજી. ૧
રાવણ સરિખો રોળવ્યો, મોરી ભાભીજી;
જે લઇ ગયો સીતા નાર, મેં ગત પામીજી.
નારી વિષની કુંપલી, મોરી ભાભીજી.
માયાની મોહન વેલ, મે ગત પામીજી ૨
છપ્પન કોડી જાદવ મિલ્યાં, મોરી ભાભીજી.
ઇમ કહેતે વારોવાર, મેં ગત પામીજી;
રૂપચંદ રંગે મળ્યા, મોરી ભાભીજી,
નેમ નહિ પરણે નિરધાર, મેં ગત પામીજી. ૩



## ઢાળ પાંચમી.

### ( રાગ ગરબાની દેશી. )

અવલા બોલ ન બોલીયે, વરરાજાજી.
તમે પરણો નેમકુમાર, મ કરો દવાજાજી.
એકવીશ તીર્થંકર થયા, વરરાજાજી.
તે તો સર્વ પરણ્યા નાર મ કરો દવાજાજી. ૧
નારી ખાણુ રતન તણી વરરાજાજી.
તેનું મૂલ્ય કેણે નવિ થાય મ કરો દવાજાજી,

નારી માંહેથી નર નીપન્યા વરરાજાજી.
તુમ સરીખા શ્રીભગવાન મ કરો દવાજાજી. ૨
નેમ ન બોલે મુખ થકી વરરાજાજી,
માંડયું વિવાહનું મંડાણ મ કરોદવા જાજી;
ઉગ્રસેન ઘર બેટડી વરરાજાજી,
તે નામે રાજુલ નાર, મ કરો દવાજાજી. ૩
લીધું લગન ઉતાવલું, વરરાજાજી,
આપ્યાં લીલાં શ્રીફળ હાથ, મ કરો દવાજાજી
જમણ લાડુ લાપસી, વરરાજાજી,
વળી સેવઇયો કંસાર, મ કરોદવાજાજી. ૪
આછી જલેબી પાતલી, વરરાજાજી.
વલી માંહે ઘેવરનો ભાગ, મ કરો દવાજાજી.
ખારી પુરી ને દહીથરા, વરરાજાજી.
વળી ખાજાંને મગદલ, મ કરો દવાજાજી. ૫
લાખણસાઇ રેશમી, વરરાજાજી.
માંહે મોતીચુરનો સ્વાદ, મ કરો દવાજાજી,
કૂર રાંધ્યો કમોદનો, વરરાજાજી.
માંહે મસૂરની દાલ, સબળદીવાજાજી. ૬
ખારેક ખજૂરને ટોપરાં, વરરાજાજી.
વળી ચારોળી ને દ્રાખ, સબળદીવાજાજી.

લવીંગ સોપારી એલચી　　　　વરરાજાજી.
વળી પાનનાં બીડાં સાર,　　　સબળદીવાજાજી ૭
સજ્જન કુટુંબ સંતોષીયા;　　　વરરાજાજી;
બહુ કીધી પહેરામણી સાર　　　સબળદીવાજાજી
જાન લઇ યાદવ ચઢ્યા　　　　વરરાજાજી.
વલી પાખરીયા કેકાણ,　　　　સબળદીવાજાજી. ૮
હાથી રથ શણગારીયા　　　　વરરાજાજી
વળી કેશરીયા અશ્વાર,　　　　સબળદીવાજાજી.
ઈંદ્ર જોવાને આવીયા,　　　　વરરાજાજી
ઈંદ્રાણી ગાવે ગીત,　　　　　સબળદીવાજાજી ૯
તોરણ આવ્યા નેમજી　　　　વરરાજાજી.
તેને નીરખે રાજુલ નાર　　　સબળદીવાજાજી.
રૂપચંદ રંગે મળ્યા,　　　　　વરરાજાજી.
એ જોવા સરખી જાન,　　　　સબળદીવાજાજી. ૧૦

—✿—

## ઢાળ છઠી.

( રાગ ઉપરનો. )

સખી કહે વર શામળો,　　　　એ દીસેજી.
તે દીસે રાજુલ નાર,　　　　હઇડું હીસેજી.

કાળા ગયવર હાથીયા, એ દીસેજી;
વળી કાળો મેઘ મલ્હાર, હઈડું હીસેજી. ૧
કાળી અંજન આંખડી, એ દીસેજી.
તેનું મૂલ કેણે નવિ થાય, હઈડું હીસેજી.
કાળી કસ્તુરી કૂંકડી, એ દીસેજી;
કાળા કૃષ્ણાગરૂ કેશ, હઈડું હીસેજી. ૨
રૂપચંદ રંગે મળ્યા; એ દીસેજી.
સખી શામળીયો ભરથાર હઈડું હીસેજી. ૩



## ઢાળ સાતમી

### ( રાગ ગરબાની દેશી )

પશુઅ પોકાર સુણી કરી, શુધ લીધીજી;
વિચારે શ્રીવીતરાગ, તેણે દયા કીધીજી.
જો પરણું તો પશુ મરે શુધ લીધીજી;
મૂકી અનુકંપા જાળ, તેણે દયા કીધીજી; ૧
ઈમ જાણી રથ વાળીયો, શુધ લીધીજી;
ફેરવતાં દીન દયાળ, તેણે દયા કીધીજી.
પશુ બંધન સર્વ તોડીયાં શુધ લીધીજી.

તે સર્વ ગયા વનમાંહે, તેણે દયા કીધીજી. ૨
રૂપચંદ રંગે મળ્યા, શુધ લીધીજી;
પ્રભુ દીધું વરસીદાન, તેણે દયા કીધીજી. ૩



## ઢાળ આઠમી.

( રાગ ઉપરનો )

રાજેમતી ધરણી ઢળ્યાં: મોરા વ્હાલાજી;
અવગુણ વિણ દીનાનાથ, હાથ ન ઝાલ્યોજી.
આંગણ આવી પાછા વળ્યા, મોરા વ્હાલાજી.
ક્ષત્રિય કુલમાં લગાવી લાજ, હાથ ન ઝાલ્યોજી. ૧
તમે પશુ તણી કરૂણા કરી; મોરા વ્હાલાજી,
તમને માણસની નહિ મહેર, હાથ ન ઝાલ્યોજી
આઠ ભવ થયાં એકઠાં, મોરા વ્હાલાજી,
કીધા તુમશું રંગરોળ, હાથ ન ઝાલ્યોજી, ૨
નવમે ભવે તમે નેમજી, મોરા વ્હાલાજી;
મુજને કાં મેલી જાઓ, હાથ ન ઝાલ્યોજી,
મારી આશા અંબર જેવડી, મોરા વ્હાલાજી;
તમે કેમ ઉપાડી કંથ, હાથ ન ઝાલ્યોજી,

મેં કૂડા કલંક ચઢાવીયાં, મોરા વ્હાલાજી;
નાખ્યા અણુદીઠા આળ, હાથ ન ઝાલ્યોજી.
મેં પંખી ઘાલ્યાં પાંજરે, મોરા વ્હાલાજી;
વળી જળમાં નાખી જાળ, હાથ ન ઝાલ્યોજી; ૪
મેં સાધુને સંતાપીઆ, મોરા વ્હાલાજી;
મેં માય વિછોડયા બાળ, હાથ ન ઝાલ્યોજી;
મેં કીડી દર ઉઘાડીયાં, મોરા વ્હાલાજી;
વળી મરમના બોલ્યા બોલ, હાથ ન ઝાલ્યોજી; ૫
અણગળ પાણી મેં ભર્યાં, મોરા વ્હાલાજી;
મેં ગુરૂને દીધી ગાલ, હાથ ન ઝાલ્યોજી;
મેં કઠિણ કર્મ કીધાં હશે, મોરા વ્હાલાજી;
તે આવી લાગ્યાં પાપ, હાથ ન ઝાલ્યોજી. ૬
ઇમ કરતાં રાજુલ આવીયાં, મોરા વ્હાલાજી,
શ્રીનેમીશ્વરની પાસ, હાથ ન ઝાલ્યોજી.
રૂપચંદ રંગે મળ્યા, મોરા વ્હાલાજી;
રાજુલે લીયો સંયમ ભાર હાથ ન ઝાલ્યોજી; ૭



## ઢાલ નવમી

### [ રાગ ગરબાની દેશી ]

શ્રી નેમ રાજેમતી એકઠાં, સાહેલડીયાં
જઇ ચઢીયાં શ્રીગિરનાર, જિન ગુણ વેલડીયાં;

પૂંઠેથી રાજુલ રીઝાવીયાં, સાહેલડીયાં
સંજમ વતી રાજકુમાર, જિનગુણ વેલડીયાં, ૧
આજ્ઞા લેઈ રાજુલ એકલી, સાહેલડીયાં;
ગિરનાર ઉપર ગુફા માંહે જિનગુણ વેલડીયા,
વાટે જાતાં વર્ષા થયો સાહેલડીયાં;
ભીંજાણા રાજુલના ચીર, જિનગુણ વેલડીયાં. ૨
ગુફા માંહે જઇ સુકવ્યાં, સાહેલડીયાં,
લાગું તે કાચું નીર, જિનગુણ વેલડીયાં
અતિ સુકુમાલ સોહામણું, સાહેલડીયાં
રાણી રાજીમતીનું શરીર જિનગુણ વેલડીયાં, ૩
રહનેમિ તપસ્યા કરે, સાહેલડીયાં,
દેખી રાજેમતી નિચોવે ચીર, જિનગુણ વેલડીયાં,
પ્રગટ થઇ તે બોલીયો, સાહેલડીયાં,
ભાભી મ કરો મન ઉદાસ, જિનગુણ વેલડીયાં. ૪
નેમ ગયો તો ભલું થયું, સાહેલડીયાં,
આપણે કરશું ભોગવિલાસ, જિનગુણ વેલડીયાં.
ઉત્તમ કુળમાં ઉપનો, સાહેલડીયાં,
તું બોલ વિચારી બોલ, જિનગુણ વેલડીયાં, ૫
સંયમ રત્નને હારીયા સાહેલડીયાં,
વળી કીધી વ્રતની ઘાત; જિનગુણ વેલડીયાં,
રહનેમિ તવ બોલીયા સાહેલડીયા
માતા રાજીમતી ઉગાર જિનગુણ વેલડીયાં ૬

નેમીશ્વર કને મોકલ્યા સાંહેલડીયા
ફરી લીધો સંયમ ભાર જિનગુણ વેલડીયાં
નેમ રાજુલ કેવળ લઈ સાહેલડીયાં
પહોતા મુક્તિ મોઝાર જિનગુણ વેલડીયાં ૭
પીયુ પહેલાં મુગત ગયાં સાહેલડીયાં
રાજીમતી તેણી વાર જિનગુણ વેલડીયાં
રૂપચંદ રંગે મળ્યા સાંહેલડીયાં
પ્રભુ ઉતારો ભવપાર જિનગુણ વેલડીયા

ઇતિ સમાપ્ત



# શ્રી નેમનાથની સજઝાય.

નેમ નેમ કરતી નારી, કોઈની ન ચાલી કારી,
રથ લીધો પાછો વાળીરે, સાંહેલી મોરી.

કરમે કુંવારા રહ્યા રે; સાહેલી મોરી.
મનથી તો માયા મુકી,સુની તો દીસે સેજલડી,
હવે મારૂં કોણુ બેલીરે, સાહેલી મોરી.
ચિત્ત મારૂં ચોરી લીધુ, પ્રીતિથી પરવશ કીધું,
દુઃખડું તો અમને દીધુ રે સાહેલી મોરી.
જાવમાં જાદવરાયા, આઠે ભવની મુકી માયા,
આવો શીવાદેવી જાયારે, સાહેલી મોરી.
આજતો બની ઉદાસી, તુમ દરિસન દો પ્યાસી,
પરણુવાની હોની આશી રે સાહેલી મોરી.
માછલી તો વીણુ નીર, બચલી તો રાખી ક્ષીણુ,
દાંડા કેમ જાસે પીયરીયે સાહેલી મોરી.
જોના નવિ મળી જોડો, આઠેભવની પ્રીતિ તોડી,
બાલપણે ગયા છોડીરે સાહેલી મોરી,
જોબન્યું તો કેમ જાશે, સ્વામિ વિણુ કથમ રે'વાશે
દુઃખડા કેને કહેવાશે સાહેલી મોરી.
દેહીતો દાઝે છે મોરી, સ્વામી શું વિસારી મેલી,
તમે છુંટ્યા મને તારીરે સાહેલી મોરી.
પશુડા છોડાવી લીધા, પ્રભુએ અભય દાન દીધાં,
ઉદાસી તો અમને કીધારે, સાહેલી મોરી.
રાજુલ પ્રીચ્યારે એવું, સુખ છે સ્વમા જેવું

હવે પ્રભુ નેમ સેવુંરે                    સાહેલી મોરી.
વનમાં વૈરાગ્ય આણી, સેસાવન ગયા ચાલી
સંજમ લીધો મન ભાવીરે.                    સાહેલી મોરી.
કરમનો કરીને નાશ, જઇ પહોંચ્યા શીવપુર વાસ,
રત્નવિજય કહે શાબાશરે                    સાહેલી મોરી.



# છઠ્ઠા આરાની સજઝાય.

છઠ્ઠો આરો એવો આવશે જાણશે જિનવરદેવ
પૃથ્વી પ્રલય થાશે વરશાશે વિરૂવામેહ,
રે જીવ ! જિન ધર્મ કિજીએ.                    ૧
તાવડે ડુંગર તરડસે વાએ ઉડી ઉડી જાય,
ત્યાં પ્રભુ ગૌતમ પૂછીઓ પૃથ્વી બીજે કેમ થાય.    ૨
વૈતાઢયગિરીનામે શાશ્વતિ ગંગા સિંધુ નદી નામ,
તેણે બેકે બહું ભેખડ બોતેર બીલનીખાણુરે.        ૩
સરવે મનિસ તિહાં રેહસે મનખા કેરીખાણ,
સોલ વરસનું આઉખું મુંઢા હાથની કાયરે.          ૪
છ વરસની સ્ત્રી ગર્ભ ધરે દુઃખી મહા દુઃખ થાય.
રાતે ચરવા નિકળે દિવસે બિલ માંહે જાયરે.        ૫
સરવ ભખી સરવ માછલાં મરી ચરી દુર્ગ અતિ જાય.

નવ નારિ હોશે બહુ દુરગંધિત સકાયરે. ૬
પ્રભુ બાલની પરે વિનવું છઠે આરે જનમ નિવાર,
કાંતિવિજય કવિરાયનો મેઘ ભણે સુખ માલ રેજીવ,

---

# ત્રિશલા માતાની સજઝાય.

શીખ સુણો સખી માહરી બોલોને વચન રસાળ,
તુમ કુખડીએરે ઉપજ્યા સૌભાગી સુકુમાળ,
ત્રિશલા ગરભને સાચવે, ૧
તીખું કડવું કસાયલું ખાટા ખારાની જાત,
મધુરા રસ નવિ સેવિએ વપુ મલય પરિહાર ત્રિશલા. ૨
અતિ ઉનું અતિ શિયલડુ નયણે કાજળ રેખ,
અતિભોજન નવી કીજીયે તેલ ન ચોપડીયે રેખ.ત્રિ શલા.૩
સ્નાન વિલેપણ તાહરૂં મન જાણી દુખમાંય,
હળવે મધુરે બોલીયે, આસી સુખના વાડ. ત્રિશલા. ૪
ગાડા વેહેલ વિંડોળતા ધબધબ બંધન ચાલમ ચાલ,
અતી શિંયળ જગ સેવના વિણસે પુત્રના કાજ: ત્રિશલા.૫
જેમ જેમ દોહલા ઉપજે તેમ તેમ દેજો બહુમાન.
ભોગ સંયોગ ને વારજો હોશે પુત્ર નિદાન,
ત્રિશલા૦ ૬

એણી પરે ગર્ભને પાળતાં પુત્ર થયો શુભ ધ્યાન,
સંઘમાં જે જે રે સહુ કરે હીરવિજય ગુણ ગાય
ત્રિશલા૦ ૭

—·✻—

# તેર કાઠીયાની સજઝાય.

ચેતન તું તારૂં સંભાળકે કયાંથી આવીયો,
કયાંરે જવાનો વિચાર કે કેમ બેસી રહ્યો ૧
ઘર લાગ્યું છે તારૂં ઓલવતો કાં નથી.
પછી થાશે વિનાશ કે ચોરના ભય થકી. ૨
તેર કાઠીયા નિત્ય તારૂ હરણ કરે,
ક્રોધ માન માયા લોભ કે જઇને એમ કહે; ૩
એનો માલ અનગળકે ચોકી વીના રહે,
આપણે કરોને વિચાર કે જઇયે એને ઘરે ૪
મોહરાયની ધાડ પડી એને ઘેર જઇ,
જ્ઞાન દ્રવ્ય તેણે લીધું ત્રણે રત્ન સહી ૫
પછી થયો નિરધન કે દારિદ્ર રિપયો,
જ્ઞાની બોલે એમ વાણી એનો માલ બહુ ગયો. ૬
રચો કરે છે રોજગાર દેવાલુ કુંકીયું,
ચોગતિનું દુઃખ તેણે બહુ વેઠીયું. ૭

સુક્ષ્મ બાદર પજઝ અપઝ્ઝ નિગોદમાં
પૃથ્વી પાણી તેઉ વાઉકે વનસ્પતીમાં ૮
કાળ અનંતા અનંત કે ઉચો આવીયો
શ્રાવક કુલ સહિત મનુષ ભવ પામીયો ૯
દેવ ગુરૂ સંજોગ દ્રષ્ટાંત દશે ભલા.
પૂર્વ વિચારીને જોયકે દુઃગ નિરધન તણા ૧૦
હવે હું ક્ષણુ એક ગાફલમા નવી રહું;
ચંદ્રપ્રભુ અવધાર કે સેવા નિત્ય કરૂં; ૧૧
ભાવે કરી ભવસાગરે કર્મ કથા કહી;
તુમે છો જ્ઞાની ભંડાર સકલ ગુણે સહી ૧૨



# શ્રીશંખેશ્વરપાર્શ્વનાથનું

## સ્તવન.

( રાગ—મહાવીર પ્રભુ ઘરે આવે. )

નિત્ય સમરૂં સાહેબ સયણા,
નામ સુણતાં શીતલ વયણાં,
ગુણ ગાતાં ઉલ્લસે નયણાંરે
શંખેશ્વર સાહિબ સાચો બીજાનો આસરો કાચોરે
શંખેશ્વર સાહિબ સાચો, ૧
દ્રવ્યથી દેવ દાનવ પૂજે

ગુણુ સંચિત સુથાગ લીજે
અરિહા પદ પરીમલ છાજે
મુદ્રાપદમાં સત રંજેરે શંખેશ્વર૦ ૨

સંમ વેગ તજી ઘરવાસો
પ્રભુ પાર્શ્વના ગણુધર થાશો
તવ મુક્તિપુરીમાં જાશો
ગુણુ લોકમાં વંચણું ગવાશોરે શંખેશ્વર૦ ૩

અને દામોદર જીન વાણી
અસાડી શ્રાવક જાણી
જિન વંદી નીજ ઘર આવે
પ્રભુ પાર્શ્વની પ્રતિમા ભરાવેરે. શંખેશ્વર૦ ૪

ત્રણુ કાલજે ધુપ ઉવેખે. ઉપગારી શ્રી જિન સેવે.
પછી તેહુ વૈમાનિક થાવે તે પ્રતિમા પણુ તિહાં લાવેરે શં. ૫

ઘણું કાળ પૂજી બહુ માને, વળી સૂરજ ચંદ્ર વિમાને;
નાગ લોકનાં કષ્ટ નિવાર્યાં, જ્યારે પાર્શ્વપ્રભુજી પધાર્યારે શં ૬

એ દુશ્મન રહ્યો રણુ ઘેરી, જીત્યા નવ જાયે વૈરી
જરાસંઘ જરા તવ મેલી, હરીબળ વિના સઘળા ફેરીરે શં. ૭

નેમીશ્વર ચોકી વિલાસી, અઠ્ઠમ કરે વનમાળી;
તુઠી પદમાવતી બાળી, આપે પ્રતિમા ઝાક ઝમાલીરે શં. ૮

પ્રભુપાર્શ્વની પ્રતિમા પૂજી, બલવંત જરા તવ ધ્રૂજી;

છંટકાવ નવણુ જળ જોતી, જાહ્નવી જરા જાય જોતીરે. શંખેશ્વર ૯

શંખ પૂરીને સૌને જગાવે, શંખેશ્વર ગામ વસાવે;
મંદીરમાં પ્રભુ પધરાવે, શંખેશ્વર નામ ધરાવેરે. શંખેશ્વર. ૧૦

રહેજે જિનરાજ હજુરે, સેવક મનવાંચ્છિત પૂરે;
એ ભેટણુ પ્રભુજીના કાજે, શેઠ મોતીભાઇના રાજેરે. શં. ૧૧

નહાના માણેક કેરા નંદ, સંઘવી પ્રેમચંદ વીરચંદ,
રાજનગરથી સંઘ ચલાવે, ગામે ગામના લોક મળીઆવેરે.શં.૧૨

અઢાર અઠ્ઠોતેર વરશે, ફાગણુ વદી તેરસ દિવસે,
જિન વંદીને આનંદ થાવે; શુભવીર વચન રસ ગાવેરે. શં૦ ૧૩



## પાર્શ્વસ્તુતિ.

ગયા ગંતાતીરે, અવધિબલથી નાગ જલતો,
દીઠો દીધી શિક્ષા, તપસી જન તે ક્રોધ કરતો;
નિયાણું બાંધીને મરી કમઠ થઈ કષ્ટ કરતો,
કરૂણાવારિધે! પ્રભુ! નમું નમું વાર સતસો. ૧



# પાર્શ્વનાથનું

## સ્તવન.

ગંગા તટે તપોવનમાંરે બની રચના ભારી:
પંચ અગ્નિથી તપતારે તાપસ બહુ અહંકારી. ગંગા. ૧

પાર્શ્વકુંવર આવી કહે સુણ તપસી એક વાત
આવડી તપસ્યા કયા કરે જીવ બળે સાક્ષાત
જાણ્યા વિના તપ ફળરે નથી કામ શુભકારી
અજ્ઞાનીની તપસ્યારે દુરગતી અધિકારી. ગંગા. ૨

તવ તડકી તાપસ કહે સુણ તું રાજકુમાર
અશ્વ ખેલાવી જઇ કરી શું જાણે તપસ્યા સાર
તવ અગ્નિ બલતોરે કઢાવ્યો પન્નગ ભારી
નવકાર સુણાવીરે કીધો ઈન્દ્ર અવતારી, ગંગા. ૩

કમઠકાર જોગી ચ્યવી થયો તે મેઘકુમાર
પાર્શ્વ પ્રભુની ઉપરે વરસાવે જલધાર
પૂર્વ ભવ વૈરેરે કરે ઉપસર્ગ ભારી
ઈંદ્રાસન ચલીયોરે જુવે અવધિ ધારી ગંગા. ૪

ધરણેંદ્ર પદમાવતી આવ્યા તિહાં તતકાલ
ઊંચી પીઠ રચી કરી થાપ્યા ત્રિભુવનપાલ
ફણી છત્રની છાયરે પ્રભુ મસ્તક ધારી

કષ્ટ કર્મને જાણીરે　　દીયે શિક્ષા ભારી. ગંગા ૫

ઓગણીસે એકાવને　　અહમદનગર સતવી સાલ
બાલમિત્રની અર્જથી　　થાપ્યા ત્રીભુવનપાશ
મેં જાણ્યો ભવિ ગાવેરે　　સુણો તમે નરનારી
કહે હંસવિજયજીરે　　પામો તમે ભવપારી. ગંગા. ૬

ઇતિ.

## દશ તીર્થંકરોની સ્તુતિ.

### વસંતતિલકા.

દીક્ષા ગ્રહિ પ્રથમ તીર્થ તમેજ સ્થાપ્યું,
હૈ ભવ્યનું કઠણ દુઃખ અનંત કાપ્યું.
એવા પ્રભુ પ્રણમીયે પ્રણયે તમોને
મેવા પ્રભુ શિવતણા અર્પો અમોને　　૧.

ભવ્યો રૂપી કમળને વિકસાવનારા
ભાવો સમસ્ત જગના વળી જાણનારા,
કર્મો થકી અજિતને નમીને ઉમંગે,
રહેવા ચહું અહર્નિશ પ્રભુ આપ સંગે ૨

ભવ્યો તણી સકળ ભીતિ નિવારનારી,
વાણી વિભુ! પિયૂષના સરખી તમારી,
તે દેશના સમયની હજુ જે વિહારી,
બુદ્ધિ કરો સરળ સંભવનાથ! મારી. ૩

અંભોનિધિ વિધુ થકી પ્રસરાય જેવો,
સ્યાદ્વાદ વિસ્તૃત કર્યો જગમાંહી તેવો.
તે પ્રેમથી પ્રણમીયે અભિનંદનસ્વામી,
મુક્તિ મહંત સુખ દાયક આજ પામી. ૪

સંધ્યા સમે રવિ જતાં શશી બહાર આવે,
બંને તણા કિરણ જશું નભને દીપાવે,
દેવો તણા નમનથી થઇ તેવી કાંતિ,
તે શ્રી પ્રભુ સુમતિના ચરણેજ શાંતિ ૫
મોહાદિ વૈરિ હણવા વપુ લાલ કીધું,

તેને હણી ક્ષણિકમાં શિવ સુખ લીધું,
તે પતિના ચરણમાં મધુઓ બનીને
રહેવું ગમે અહર્નિશે અમને રમીને ૬

સંઘો રૂપી ગગન મંડળ માંહિ વ્યાપી,
ને સૂર્યની જયમ રહી સહુ વાત કાપી,
જેના પ્રતાપ બળથી મઘવા નમે છે,
તે શ્રીસુપાર્શ્વ ચરણે અમને ગમે છે ૭

ફીકો પડે રવિ થતા જગ ચંદ્ર તે ક્યાં
જે શુકલધ્યાન સરખું પ્રભુ મુખ તે ક્યાં.
જે દેવના મનુજના મનને હરે છે.
તે નાથ ચંદ્ર ચરણે ચિતડું ઠરે છે ૮

હસ્તે રહી અમલ નીર જણાય જેવું
ધ્યાને કરી નિરખતાં જગ સર્વ તેવું
આનો પ્રતાપ મહીમાં નવિ ચિંતવાએ,
તે શ્રીસુવિધિ ચરણે મન શાંત થાએ. ૯

વર્ષાવીને નવીન મેઘ તણીજ ધારા
પ્રાણી તણો પૂરણ હર્ષ વધારનારા,
સ્યાદ્વાદ અમૃત જરા અમ ઉર નાંખો.
તે ચર્ણમાં શરણ શીતલનાથ! રાખો ૧૦

